શ્રી ભટ્ટમેવાડા જ્ઞાતીના

# ઠરાવો.



જ્ઞાતિના સમસ્ત સદ્‌ગૃહસ્થોની સંમતિથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.**

( રાજામેહતાની પોળમાં તોતળાજીની પોળમાં )

અમદાવાદ.

તથા

**જીવણલાલ હરગોવિન્દભાઈ.**

( ગુરસાપારેખની પોળમાં મદનગોપાળની હવેલી સામે )

અમદાવાદ.

---


અમદાવાદ.

પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

**લલ્લુભાઈ ઈશ્વરભાઈએ છાપ્યા.**

---

સંવત ૧૯૫૮ સને ૧૯૦૧

કીમત રૂ. ૦-૧-૦

## શ્રી ભટ્ટમેવાડા જ્ઞાતિના

# ઠરાવો.



જ્ઞાતિના સમસ્ત સદ્ગૃહસ્થોની સંમતિથી

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.**

(રાજામેહતાની પોળમાં તોતળાજીની પોળમાં)

અમદાવાદ.

તથા

**જીવણલાલ હરગોવિન્દભાઈ.**

(ગુસ્સાપારેખની પોળમાં મદનગોપાળની હવેલી સામે)

અમદાવાદ.

---


અમદાવાદ.

પીરમસા રોડ ઉપર નિર્મળ પ્રિન્ટિંગ પ્રેસમાં

લલ્લુભાઈ ઈશ્વરભાઈએ છાપ્યા.

---

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

કીમત રૂ. ૦-૧-૦

# ઉપોદ્ઘાત.

દરેક પુસ્તક અથવા નિયમો જ્યારે પ્રસિદ્ધિમાં મુકવામાં આવે છે. ત્યારે તેમાં કઇ બાબતનો સમાવેશ થએલો છે તે ટૂંકામાં જાણવા માટે સૌને જીજ્ઞાસા હોય છે તે જીજ્ઞાસા પૂર્ણ કરવા માટે દરેક ગ્રંથ અગર પુસ્તકને પ્રસ્તાવના લખવામાં આવે છે. તે નિયમને અનુસરી આ ઠરાવો છપાવવાનો હેતુ જણાવવા માટે ટૂંકામાં બે શબ્દરૂપે ઉપોદ્ઘાત લખ્યો છે. તે સૌને અનુકુળ પડશે જ્ઞાતિના અત્યાર સુધીમાં જે જે ઠરાવો થયા છે તે પ્રસિદ્ધિમાં નહી હોવાથી ન્યાતના દરેક મનુષ્યને તે જાણવાનું સાધન નહોતુ, અને તેથી તે ઠરાવો બરોબર પાળવામાં કેટલીક વખતે હરકત આવી પડવાથી ન્યાતના સર્વે મેમ્બરોની જાણને માટે અને તેનું યથાર્થ પાલન કરવા માટે આ ઠરાવો જ્ઞાતિ સમગ્રની સંમતિથી છપાવવામાં આવ્યા છે. આ ઠરાવોની એક નકલ અમદાવાદની ન્યાતમાં લાણાદીઠ મફત આપવાનો ઠરાવ થએલો છે તે સિવાય જેમને વધુ નકલની જરૂર હોય તેમને તે તેમાં દર્શાવેલી કિંમત આપવાથી તે છપાવનારા ગૃહસ્થો તરફથી મળી શકશે. બહાર ગામવાળાએ પોસ્ટને માટે અડધો આનો વધુ મોકલવાનો છે તે જાણવા માટે સુચના કરી છે.

લી. સેવકો.

**નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.**

તથા

**જીવણલાલ હરગોવિંદભાઇ.**

# નકલ.

નંબર ૭૬૦૯ રૂ. ૧ ) ૨૧૮૩૧
૩૩૬૫

સ્વસ્તિશ્રી બંદર ભરૂચના ભટ્ટ મેવાડા બ્રાહ્મણ મહેતા ગણપતરામ દીપરામ તથા વ્યાસ કેશવરામ લક્ષ્મીરામ તથા વ્યાસ ત્રીભોવન ગીરજાશંકર તથા વ્યાસ ગોવરધન ભીખા ભટ્ટ તથા ભવાની હરીનારણ તથા કાશીરામ સદારામ તથા સદારામ કૃષ્ણારામ તથા દયારામ કેશવરામ તથા દીક્ષત ગોર કેશવરામ તથા ભટ્ટ દુરગારામ અંબારામ તથા હરજીવન કૃષ્ણારામ ગ્નાતી કુલવાન સાથ સમસ્ત એતાનશ્રી અમદાવાદથી લી. ભટ્ટ મેવાડા બ્રાહ્મણની ન્યાત સમસ્તના નમસ્કાર વાંચશો, જત લખવા કારણ એ છે જે તમારા ગામના ભટ્ટ દામોદર માધવરામ શ્રી અમદાવાદ મધ્યે અમારી પાસે આવ્યા. તેમણે અમને આવીને કહ્યું જે અમો વરસ ૬ ઉપર શ્રીપાલા પરગણે ઇડરના ગામ પરણ્યા છીએ, તે ગામને અમારા ગામના દીક્ષત હરીનારણ નથુરામ માસ દસ થયાં કહે છે જે ભટ્ટ દામોદર માધવરામ સમાધરીઆને ઘેર પરણ્યા છે તેનું એ છે જે એ વાત મિથ્યા બોલે છે, પણ સારા બ્રાહ્મણને એવું બોલવું ઘટે નહિ. આ માટે જેવો પાલાવાળા જોશી રવિદત નીલકંઠ પારાસર ગોતરી છે ને અમારે શુદ્ધ બ્રાહ્મણને કન્યા ખપે છે, ને આદ અદાપી કાલ સુધી એ ગામની કન્યા પરણીએ છીએ. એ વાસ્તે એ ગામના બ્રાહ્મણ નીંદક નથી આપણા ચલણી ગામની વિગત.

૧ શ્રી અમદાવાદ ૨ શ્રી નડીઆદ. ૩ શ્રી ખંભાત. ૪ શ્રી વડોદરા ૫ શ્રી ભરૂચ. ૬ શ્રી સુરત. ૭ મોજે ત્રાજ. ૮ મોજે નાયકા ૯ મોજે રનોડુ.

સાબરમતી પારના ગામ શુદ્ધ બ્રાહ્મણ ગામની વિગત.

૧ ઓઢા. ૨ વીજાપુર. ૩ પાટણ. ૪ કુકરવાડુ. ૫ વડનગર. ૬ અનઘડ. ૭ જાદર ૮ પાલુ ૯ દાવડ.

એટલા ગામમાં પરણી આવે તેનું સમાધાન દંડ નથી. કુલવાન બ્રાહ્મણ જમવા જાય છે ને પાલુ તથા વીજાપુર તથા અનઘઢ તથા જાદર વિગેરે ગામ કુલવાનના જમાડે છે તે ઘણી એ સરવે ગામ પાલાને જમાડે છે ને જે ગામો વરજીત છે તે ગામોની વિગત. ૧ અલીણા. મહીસા. ૨ વાસણુચલાણી. ૩ દસ્તલુ ૪ પીપલેજ. ૫ મૌઘા. ૬ ઠાસરા. ૭ નાદેજ. એટલાં ગામ સમે સાથે ઢાકડ સાથ વાળા પરણી આવે છે તેના સમાધાન અમદાવાદની ન્નાતી લેઇને કન્યાને જમાડીએ છીએ. પણ કન્યાના મા બાપને જમાડતા નથી ને કન્યાને જમાડીએ છીએ જે નકરા ગામ ખપે નહિ તે ભટ્ટ મેવાડાને સમે માટે ઢાકડ સાથની અમદાવાદને કન્યા ના ખપે તે ગામની વિગત.

૧ વસો. ૨ સોજીતરા ૩ ધોળકા. ૪ ધોલેરા. ૫ બોરસદ એ પાંચે ગામ સમાધાન લેતા ખપતા નથી. ભટ્ટ મેવાડા બ્રાહ્મણની ન્યાતની રીત એ છે જે છાસા પારાસર સારાછે સં. ૧૮૮૮ ના પોસ સુદ નોમ વાર ગરેવુ. તારીખ ૧૨ જાનેવારી ૧૮૩૨.

૧ ભટ્ટ મુળજી આતમારામ ઉપર લખ્યા પ્રમાણે સઇ દા. દામોદર મુળજી.

૧ દીક્ષત વિદ્યારામ બોઘા સઇ.
૧ વ્યાસ દામોદર મુલેશ્વર સઇ દા. પોતે
૧ વ્યાસ નથુરામ શંકર ભટ્ટ ઉપર લખ્યા પ્રમાણે સઇ દ. મહાસુખરામ.
૧ વ્યાસ મનસુખરામ દુલભરામ ઉપર લખ્યા પ્રમાણે સઇ દ. કુબેરજી.
૧ ભટ્ટ મનસુખરામ રામકૃષ્ણ
૧ જોશી ધનેશ્વર નંદરામ ઉપર લખ્યા પ્રમાણે સઇ
૧ દવે બાલકૃષ્ણ નરદેવ ઉપર લખ્યા પ્રમાણે સઇ
૧ પાઠક ભવાનીશંકર રૂપરામ ઉપર લખ્યા પ્રમાણે સઇ
૧ પાઠક કરૂણાશંકર દેવશંકર ઉપર લખ્યા પ્રમાણે સઇ

૧ પાઠક સદાશંકર અંબારામ ઉપર લખ્યા પ્રમાણે સહી
૧ પડયા નરસીરામ વીરેશ્વર ઉપર લખ્યા પ્રમાણે સહી
૧ પાઠક રવીશંકર અંબારામ સહી
૧ દીક્ષત વીષ્ણુરામ જોઈતારામ અસતાઅક્ષર દીક્ષત કૃષ્ણવલભ ઘોહીત્ર નામ શીવશકર શેવકરામ ઉપર લખ્યા પ્રમાણે સહી બાઈ વરજવલવ
૧ નરસીરામ પ્રાણનાથ ઉપર લખ્યા પ્રમાણે સહી
૧ વ્યાસ વીષ્ણુરામ નાથુરામ ઉપર લખ્યુ સહી
૧ ભટ્ટ નરસીરામ વેણીરામ સહી દ. નરસહી
૧ ભટ્ટ આશારામ નથુરામ ઉપર લખ્યા પ્રમાણે સહી દ. ગમાશંકર
૧ ભટ્ટ કૃષ્ણરામ મુળજીની સહી છે ઉપર લખ્યા પ્રમાણે સહી છે દ. ગોવીન્દરામ
૧ ઉપાધ્યાય. નવતવરામ કેવળરામ ઉપર લખ્યા પ્રમાણે સહી છે.
૧ દીક્ષત રામશંકર માધવરામ સહી
૧ દીક્ષત આદીતરામ શેવકરામ ઉપરં લખ્યા પ્રમાણે સહી
૧ બાઈ ધનકોર ભટ્ટ વેણીરામ મછારામની બારજા સહી
૧ ભટ્ટ નથુરામ રાજારામ ઉપર લખ્યા પરમાણે સહી
૧ દી. દેવશંકર પરમાનંદ ઉપર લખ્યુ તે સહી
૧ વ્યાસ મંચ્છારામ સદાશંકર સહી
૧ ભટ્ટ કેશવરામ રાજારામ ઉપર લખ્યા પરમાણે સહી દ. નાનાબાઈ
૧ ઉપાધ્યાય તુળજારામ મહાનુખ ઉપર લખ્યા પરમાણે સહી દ. ઉતમરામ તુળજારામ
૧ પાઠક વજેરામ બાઉ ભટ્ટ ઉપર લખ્યુ તે સહી
૧ રાજારામ જેઠા સહી
૧ વ્યાસ અનરૂજીત પરભુરામ સહી
૧ વ્યાસ ચંદરસર પરભુરામ સહી
૧ વ્યાસ નરસીંહરામ ત્રંબકરામ ઉપર પરમાણે સહી.
૧ ભટ્ટ રણછોડરામ મચ્છારામ ઉપર લખ્યુ સહી

૧ ભટ્ટ રાજારામ પરશુરામ ઉપર લખ્યુ સહ દ. મહાસુખ
૧ જોશી કાશીરામ પરશુરામ ઉપર લખ્યુ સહ
૧ જોશી ઉમીઆશંકર કીરપારામ
૧ જોશી નાનાભાઇ રાજારામ ઉપર લખ્યુ સહ
૧ પાઠક કેશવરામ સુન્દરજી સહ
૧ પાઠક મહાશંકર દયારામ સહ
૧ જોશી મનસુખરામ નાનાભાઇસહ
૧ ભટ્ટ ગણુપતરામ વીષ્ણુરામ સહ
૧ પંડયા શેવકરામ અભેરામ સહી
૧ ઉપા. હરીશંકર આદીતરામ સહ
૧ જોશી બાપુ ધીરજરામ સહ
૧ ભટ્ટ મહાશકંર જીવણુરામની શાખ ઉપર લખ્યુ સહ
૧ ભટ્ટ કૃષ્ણેરામ ભગતીરામ ઉપર લખ્યુ સહ
૧ વ્યાસ નારણુ કુબેર વ્યાસની સહ ઉપર લખ્યુ સહ
૧ પંડયા બાપુજી તરભોવન સહી
૧ ભટ્ટ શંભુરામ ભગતીરામ ઉપર લખ્યુ સહ
૧ જોશી ગવરીશંકર કેવળરામ ઉપર લખ્યુ સહ
૧ પંડયા આદીતરામ કનુ દ. આશારામના છે
૧ દી. કેશવરામ ભગવાન ઉપર લખ્યુ સહ
૧ ભવાનીશંકર શકરજી ઉપર લખ્યુ સહ
૧ જોશી ઇચ્છારામ જકુરામ ઉપર લખ્યુ સહ દ. અમરતલાલ
૧ વ્યાસ નરભેરામ મુળજી ઉપર લખ્યુ સહ
૧ ત્રી. ગવરીશંકર શામળજી ઉપર લખ્યુ સહી
૧ ભટ્ટ તરભોવન વીષ્ણુરામ ઉપર લખ્યુ સહ
૧ મહેતા દલપતરામ ઇચ્છારામ સહ
૧ વ્યાસ વજેરામ લાલા સહ
૧ ભટ્ટ પ્રાણુજીવન જીવરામ
૧ ભટ્ટ રામજી વજેરામ સહ

અમો ભટ્ટ દામોદર મુળજી તથા દીક્ષત કરણુવલવ શેવકરામ રહેવાશી અમદાવાદના ઉપર લખેલી મહેજર જે લોકોની સઇઓ તથા એકડા કરેલા છે તે સરવે જણે અમારી રૂબરૂ કરેલા છે ને અમારી પણ સઇઓ એકડા છે. તે અમો સોગન ઉપર કરયું છે.
તા. ૧૨ જાનેવારી ૧૮૩૨.

૧ ભટ્ટ દામોદર મુળજી સઇ
૧ દી. કરણુવલવ શેવકરામ સઇ
૧ ઠાકર અમરતલાલ મોતીલાલની શાખ
૧ જોશી ધનેશ્વર અભેરામની શાખ

મહેજર ઉપર રજીસ્ટર કરાવીને બંદર ભરૂચ મોકલી છે તેની નકલ આ ઉતારી રાખી છે અસલ ભરૂચ મોકલી છે.

ભટ્ટ દામોદર માધવરામ દાઉદખાની ગોતરજ ગરગ પરણી આવ્યા તે વાસ્તે મેહેજર થઇ છે.

નબંર ૧૨૧ સને ૧૮૩૧

અસીલવાળાના વકીલે મહેજર રજુ કરી તે તા. ૫ ઑગસ્ટ ૧૮૭૧ આ ભરૂચ અદાલતમાં રજુ થઇ છે.

---

## શ્રી એકલગંજી સત્ય છે.

## ઠરાવ ૨ જો.

અમદાવાદમાં ભટ્ટ મેવાડાની ન્યાતમાં તકરાર હતી તે તકરારનો ફેંસલો ઠરાવવા સારૂ બન્ને તડવાળાએ અન્યો અન્ય સમજી પંચ ઠરાવ્યા તે વ્યાસ બાપાલાલ દામોદર તથા દીક્ષત દલસુખરામ હરીનારણ તથા પાઠક ભવાનીશંકર બાપાભાઇ તથા જોશી હીમતરામ દલસુખરામ એ રીતે ચાર જણ પંચને વ્યાસ જીવણરામ વીષ્ણુરામ ઉપરી એ રીતે પાંચ જણ મળીને ન્યાતનો ટંટો વીગેરે છે તેનો ફેંસલો ઠરાવ્યો તેની વીગત.

૧ શેઠ સાથીને નોતરાંનો જે તકરાર છે તે બાબત ઠરાવ કરવામાં આવે છે જે જ્યારે સદગ્રહસ્થ લોકોને ઘેર ન્યાત જમવાની હોય ત્યારે તે પોતાના શેઠની રજા લઇને ન્યાતમાં સરવે જગોએ નોતરાં દે ને જ્યારે સામા સાથાના લોકોને ઘેર ન્યાત આવે ત્યારે તેના શેઠને કહે ને તેના શેઠ હોય તે આખી નાતમાં નોતરાં દેઇ આવે ને કદાપી તેના શેઠ નોતરાં ના ફેરવે તો તે શેઠ દીવસ પાંચ સુધી ન્યાત બહાર રહે ને બીજો શેઠ કરીને ન્યાતમાં નોતરાં ફેરવાવે એટલે સરવે જણ્ જમવા જવું ને તેની પક્ષ કરીને કોઇએ રહેવું નહી ને જે રહે તે નાત તથા એકલંગીના ગુન્હેગાર થાય. બીજી કલમ જે બે શેઠને નહી પુછાનો તકરાર છે તેનો ઠરાવ જે જ્યારે શેઠવાળાએ તેની બંધી વાળી ત્યારે તેનુ સમાધાન કરતી વખત સામા તડવાળાને બોલાવી બન્ને પક્ષમળી સમાધાન કરવાનું હતું તે ના કર્યું એ શેઠવાળાની ભુલ થઇ જણાય છે માટે બન્ને શેઠીઆએ ન્યાત મળે તે દીવસે શ્રી એકલંગી મહાદેવમાં જઈ પગે લાગી આવવું એ પ્રમાણે ઠગવ કર્યો છે. તે ન્યાતના સરવે મહત જનોએ અમારા ઉપર કૃપા કરી અંગીકાર કરવો જોઇએ. શાથી જે અમો સરવે બાલગોપાળ સમસ્ત જ્ઞાતીના દાસાનુદાસ છૈએ. એજ વીનંતી. સંવત ૧૯૧૧ ના વૈશાખ વદ ૨) વાર શુક્રર શુભંભવતુ.

૧ વ્યાસ બાપાલાલ દામોદર સઇ

૧ દીક્ષત દલસુખરામ હરીનારણ સઇ

૧ પાઠક ભવાનીશંકર બાપાભાઇ સઇ

૧ જોશી હીમતરામ દલસુખરામ સઇ

અત્રારથે સમતી વ્યાસ વીષ્ણુરામ લક્ષ્મીરામ સ્મરણ.

---

## ઠરાવ ૩ જો.

તા. ૩૧—૫—૧૯૦૨ ના રોજ એટલે સંવત. ૧૯૫૮ ના વૈશાખ વદી નોમ ને વાર શનિની રાતના નાતની વાડી આગળ નાત મળી તેમાં થએલા ઠરાવ નીચે મુજબ.

૧ વાસણુની બાબત વીચાર કરતાં એમ ઠરાવવામાં આવ્યું કે અસલનો રીવાજ જે ઘણા વખતથી અમલ બહાર રહેલો તે ફરી પાછો અમલમાં મુકવો તે એવી રીતે કે હાલ વાસણ લાવતી વખતે બે રૂપીઆ જે અનામત મુકવામાં આવે છે તે પૈકી નીચે જણાવેલી બાબતમાં તે દરેક બાબતમાં આમાં જણાવેલી રકમ વસુલ લેઇ અનામત પૈકી બાકી રહેલી રકમ પાછી આપવી.

| | રૂ. આ. પાઇ. |
|---|---|
| મરણક્રીઆ બાબત | ૧—૦—૦ |
| લગ્નમાં કન્યાના બાપ તરફથી | ૧—૦—૦ |
| જનોઇની બાબત. | ૦—૮—૦ |
| શ્રીમંતની બાબતમાં | ૦—૮—૦ |
| એ શીવાય બીજી દરેક બાબત ન્યાત અગર વહેવાર કરવા વાસણ લેઇ જાય તે બાબત | ૦—૮— |

ઉપર પ્રમાણે જણાવેલી બાબતોમાં કોઇ માણસ જમણવાર કરશે અને જે માણસ ન્યાતમાં વાસણોનો ઉપયોગ નહી કરે તો પણ તે બાબતને માટે જણાવેલી રકમ વસુલ લીધા શીવાય નાત અથવા વહેવાર તેને ત્યાં જમશે નહી માટે જમવા માંડતા પહેલા તેટલી રકમ તે માણસે આપી જવી. દર વરસે શ્રી એકલંગીમહાદેવના ઓચ્છવને દીવસે જે જીલ્લાનો વારો હોય તે જીલ્લાના માણસોએ ગએ સાલના વાસણની આવકનો હીસાબ તપાસી તેના ખરાપણા બદલની પોતાની સહી કરવી. આ ઠરાવનો અમલ તા. ૧ જુન ૧૯૦૨ થી કરવાનો છે.

૧ બાપાલાલ હરીશંકર દા. પોતે
૧ પાઠક રેવાશંકર શીવશંકર દ. પોતે
૧ માણેકલાલ મગનલાલ દા. પોતે
૧ પાઠક કુબેરજી કીરપાશંકર દા. કરૂણાશંકર કુબેરજી
૧ જોશી શંભુરામ અમરતરામ દા. ગોરધન
૧ ભટ્ટ કુબેરજી હરગોવન મહા દા. હરીલાલ કુબેર

૧ જોશી લક્ષ્મીશંકર અંબાશંકર
૧ ભટ્ટ માણેકલાલ ફરસરામ દા. પોતે
૧ હરગોવન ધનેશ્વર દ. જીવણલાલ
૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ દા. પોતે
૧ હરીલાલ ભવાનીશંકર ભટ્ટ.
૧ નાનાલાલ બાઉશંકર ભટ્ટ
૧ ચુનીલાલ ભવાનીશંકર પાઠક
૧ મગનલાલ મોતીલાલ સ. દ. પોતે
૧ પીતામ્બર નાનાભાઈ સઇ દા. મગનલાલ
૧ મનસુખરામ પરભાશકર સઇ દ. મગનલાલ
૧ ભટ્ટ નારણુ માધવરામ સઇ દા. ચુનીલાલ નારણુ
૧ વ્યાસ કૃષ્ણુરામ ઉમેદરામ
૧ બાઇશંકર નથુરામ
૧ પંડયા ત્રીકમલાલ ગીરધર
૧ જોશી ચુનીલાલ છગન
૧ પાઠક છગનલાલ મહાશંકર દા. મણીલાલ શંકર
૧ લલ્લુ સદાશંકર ભટ્ટ સઇ દા. અંબાલાલ

---

## ઠરાવ ૪ થો.

૧ પંડયા દુલભરામ રૂઘનાથ રહેવાશી રનોડાના તેમના દીકરા રેવાશંકર દુલભરામે પોતાના બાપના નામથી લાણું નોતરૂં અમદાવાદની નાતમાં દાખલ કરવાને નાતને વીનતી કરવાથી એવો ઠરાવ કરયો છે કે ન્યાતના પહેલા ઠરાવ પ્રમાણે રૂપીઆ એકસો એકાશી તથા વાડીના રૂપીઆ પાંચ મળી કુલ રૂપીઆ એકસોને છાશી લેઇ તેમનુ લાણું નોતરૂ દાખલ કરવું એવી સરતથી કે ન્યાતના ચાલુ નીયમો પ્રમાણે સદરહુ રેવાશંકર તથા તેમના બાઇ કેશવરામ દુલભરામ બન્ને જણે ચાલવું. તે નીયમોથી વીરૂદ્ધ ચાલશે તો ન્યાતના ગુન્હેગાર થશે. ૩૧-૫-૧૯૦૨ ઉપર પ્રમાણે ચાલવાનું કબુલ કરૂં છું. રેવાશંકર દુલભરામ સઇ દ. પોતે ૧ કેશવલાલ દુલભરામ સઈ દા. પોતે

૧ બાપાલાલ હરીશંકર સઈ દા. પોતે
૧ રેવાશંકર શીવસંકર સઇ દ. પોતે
૧ માણેકલાલ મગનલાલ સઇ દા. પોતે
૧ પાઠક કુબેરજી ફીરપાશંકર દ. કરૂણાશંકર
૧ જોશી શંભુરામ અમરતરામ દા. ગોરધન
૧ હરીલાલ કુબેરજી દા. પોતે
૧ જોશી લક્ષ્મીશંકર અંબાશંકર
૧ માણેકલાલ ફરસરામ ભટ્ટ દા. પોતે
૧ હરગોવન ધનેશ્વર દા. જીવણુલાલ
૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ સઇ દા. પોતે
૧ જોશી મણીશંકર દુરગાશંકર
૧ નાનાલાલ ભાઉશંકર ભટ્ટ
૧ ચુનીલાલ ભવાનીશંકર પાઠક
૧ જોશી હીમતરામ દલસુખરામ સઈ દ. પીતાંબર
૧ પંડયા ગીરધર મુળશંકર દ. ત્રીકમલાલ
૧ ભટ્ટ નારણુ માધવરામ સઇ દા. ચુનીલાલ નારણુ
૧ પંડયા મોતીલાલ પરભાશકર સઇ દા. મગનલાલ

---

## ઠરાવ ૫ મો.

આજ રોજ એટલે સં. ૧૯૬૨ ના પોસ સુદી ૫ ને વાર શનિની રાતે શ્રી ભદ્રમેવાડા ન્યાત સમગ્ત મળીને નીચે પ્રમાણે ખાસ ઠરાવો કરવામાં આવ્યા છે.

( ૧ ) અત્યાર સુધી સમાધરીઆ વર્ગના માણસોને એટલે સ્ત્રી પુરૂષોને લગ્નના પ્રસંગમાં વરઘોડામાં લગ્ન વખતે તથા ચોરી વખતે હાજર રહેવા દેવામાં આવતા નથી, પરંતુ હાલના સમયને અનુસરીને સદરહુ પ્રસંગો વખતે તેમને આવવા દેવા એ ઠીક લાગવાથી એવો ઠરાવ કરવામાં

આવે છે કે સમાધરી વર્ગના માણુસોને લગ્ન વખતે ચોરી વખતે તથા વરઘોડામાં આવવા દેવા પણુ જાનમાં બેસવાની બાબતમાં તેમજ પગ પીળવાની બાબતમાં જે પ્રતીબંધ અસલથી ચાલુ છે તે કાયમ રાખવો.

( ૨ ) લગ્ન પ્રસંગમાં અત્યાર સુધી ગોરવો દેવામાં આવે છે તેમાં અસલના રિવાજ પ્રમાણે વરના બાપનો તથા મામાનો તથા કન્યાના બાપનો એ પ્રમાણે ત્રણે પક્ષના વહેવાર ભેગા જમાડવામાં આવે છે તેથી વખતે એમ બને છે કે ન્યાતના કેટલાક માણુસોને ઉપર દરશાવેલા ત્રણુ પક્ષોમાંથી કોઇ પણુ પક્ષ સાથે વહેવાર ન હોય તો તે ગોરવમાં જમવા આવી શકતા નથી. આ કેટલી રીતે અજુકતુ માલમ પડવાથી એવો ઠરાવ કરવામાં આવે છે જે, ગોરવ જમાડવાની બાબતમાં ઉપર દરશાવેલા ત્રણે પક્ષ તરફથી વહેવારને બદલે ન્યાતે નોતરાં દેવાં કે જેથી આખી ન્યાતમાંથી કોઇ જમ્યા વગર રહે નહિ.

(૩) ગોરવમાં એક પંકતીએ જમનારા બ્રાહ્મણો શિવાય બીજા કોઇ જાતના માણુસોને ઉપર જણાવેલા ત્રણુ પક્ષમાંથી કોઇ પણ પક્ષ વાળાએ જમવા લાવવા નહિ; પરંતુ ત્રણ પક્ષમાના કોઇ પણુ પક્ષવાળાને ઘેર ચાકર ગુમાસ્તો હોય તો તેમને લાવવાની છુટ છે. તા. ૩૦-૧૨-૧૯૦૫

ઉપરનો ઠરાવ જે ન પાળે તેને શ્રી એકલંગી મહાદેવના સોગન છે.

૧ બાપાલાલ હરીશંકર સઇ દા. પોતે
૧ બાપુજી પ્રાણુશંકર સઇ દા. પોતે
૧ માણેકલાલ મગનલાલ સઇ દા. પોતે
૧ પાઠક ચુનીલાલ ભવાનીશંકર સઇ દા. પોતે
૧ જીવણુલાલ હરગોવન સઇ દા. પોતે
૧ જોશી ગોરધન શંભુરામ સઇ દા. પોતે
૧ પાઠક મણીલાલ છગનલાલ સઇ દા. પોતે
૧ ભટ નાનાલાલ ભાઉશંકર સઇ દા. પોતે
૧ વ્યાસ ડાઉભટ વજેરામ સઇ દા કૃષ્ણારામ
૧ મણીલાલ ત્રીકમલાલ





૧ વૈદ નાનાલાલ તુળજાવલભ સઇ દા. પોતે
૧ પાઠક ગોપીનાથ જગનનાથ સઇ દા. ગોપાળકૃષ્ણ
૧ જોશી મણીશકર દુરગાશંકર સઇ દા. પોતે
૧ જોશી ચુનીલાલ છગનલાલ સઈ દા. પોતે
૧ ભટ્ટ રણછોડલાલ જેશંકર સઇ દા. પોતે
૧ ભટ્ટ માધવરામ કૃષ્ણારામ સઇ દા. ગોરધન
૧ જોશી મોતીલાલ દામોદરદાસ સઇ દા. પોતે
૧ પાઠક રેવાશંકર ઉમીયાશકર સઇ દા. પોતે
૧ જોશી હરીભાઇ બાપુજી સઈ દા. પોતે
૧ પંડયા દુલભરામ રૂઘનાથ સઇ દા. કેશવલાલ
૧ પાઠક રેવાશંકર શીવશંકર સઇ દા. ગોવીન્દ
૧ ભટ્ટ લલુભાઈ સદાશંકર
૧ જીવણલાલ મોતીલાલ સઇ દા. પોતે
૧ ભટ્ટ છગનલાલ કરૂણાશંકર

---

## ઠરાવ ૬ ઠો.

શ્રી ભટ્ટ મેવાડા ન્યાત સમસ્ત આજ રોજ તા. ૧૦-૨-૧૯૦૬ સંવત ૧૯૬૨ મહા વદી એકમ ને શનિવારને રોજ મળીને તેમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામા આવ્યા છે.

૧ વીજાપુરની ન્યાત સમસ્ત તરફની મેજર તથા તે બાબતમાં અહીંથી લખેલા કાગળનો વીજાપુરની ન્યાતના ગૃહસ્થોનો પ્રતિ ઉત્તર પોષ વદિ ૧૪ ને વાર ભોમ. સંવત ૧૯૬૨ નો આવ્યો તે બે કાગળો અહીંની ન્યાત સમસ્તે વાંચી સંભળાવ્યા અને તે ઉપરથી ઠરાવ કરવામાં આવે છે જે પાઠક ગોપીનાથ જગન્નાથના સસરા રણછોડ દેવશંકર ઉપાધ્યા વીજાપુરની ન્યાતમાં કુળવાન સાથના છે અને કુલીનના સઘળા હકો વીજાપુરની ન્યાતમાં ભોગવે છે, માટે પાઠક ગોપીનાથ જગન્નાથને અમદાવાદની ન્યાતમાં

ગોરવમાં જાનમાં બેસવાને અને તેમની સ્ત્રીને લગ્ન પ્રસંગમાં પગ પીળવાની બાબતમાં વાંધો લેવા જેવું નથી, પરંતુ એમ પણ ઠરાવ કરવામાં આવે છે જે વીજાપુરની ન્યાતના ગ્રહસ્થો તરફથી આવેલો કાગળ કોઇને લાંચ આપીને અગર કાંઇ પણ અયોગ્ય વર્તણુકથી મેળવેલો છે એવું પુરતા પુરાવા સાથે કોઇ પણ માણસ ન્યાતને સાબીત કરી આપશે તો આ ઠરાવ રદ કરવાને અને તે શીવાય ગુન્હેગારને નશીયત કરવાને ન્યાત સમસ્ત કુલ મુખત્યાર છે.

૧ પંડયા બાપુજી પ્રાણશંકર
૧ માણેકલાલ મગનલાલ
૧ હરીવલવ નારણુ મહારાજ
૧ જોશી ગીરજાશંકર હરીશંકર સઇ દા. પોતે
૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ સઇ દ. પોતે
૧ ભટ્ટ નાનાલાલ ભાઉશંકર
૧ જોશી ગોરધન શંભુરામ સઇ દ. પોતે
૧ વૈદ બાપાલાલ હરીશંકર સઇ દ. રણછોડ બાપાલાલ
૧ જીવણલાલ હરગોવીન્દ સઇ દ. પોતે
૧ કેશવલાલ કરૂણાશંકર
૧ વ્યાસ કૃષ્ણારામ હાઉભટ સઇ દ. પોતે
૧ ચુનીલાલ છગનલાલ સઇ દ. પોતે
૧ વ્યાસ રતીલાલ બાપુભાઇ સઇ દ. દીનાનાથ રતીલાલ
૧ પંડયા દુલભરામ રૂઘનાથ સઇ દ. કેશવલાલ
૧ પંડયા જીવણલાલ અમથારામ સહી દ. પોતે
૧ ભટ્ટ હરીલાલ કુબેરજી સઇ દ. પોતે
૧ ભટ્ટ માધવરામ કૃષ્ણારામ સઇ દ. ગોરધન જગન્નાથ.
૧ જોશી બાપાલાલ લલુભાઇ
૧ જોશી મોતીલાલ દામોદર સઇ દ. પોતે
૧ પંડયા મોતીલાલ આશારામ સઇ દ. ગીરધરલાલ
૧ ભટ્ટ નારણુ માધવરામ સઇ દ. ચુનીલાલ
૧ મણીશંકર દુર્ગાશંકર જોશી

૧ વ્યાસ જેઠાલાલ ઘેલશા સઇ દ નરસીપ્રસાદ

૧ ભટ્ટ રણછોડલાલ જેશંકર

૧ ભટ્ટ મોતીલાલ રવીશંકર સઇ દ. પોતે

૧ પાઠક ગોપીનાથ જગન્નાથ સઈ દ. પોતે

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને પુજારાધે અંનેક સરવે ઉપમા લાયક શ્રીપંચ પંડયા બાપુજી પ્રાણશંકર આદી ભટ્ટ મેવાડાની ન્યાત સમસ્ત સકળ પંચ તરફ ગામ વીજાપુરથી ભટ્ટ મેવાડાની ન્યાત સમસ્તના નમસ્કાર વાંચશો જત પ્રથમ ઉપાધ્યા રણછોડલાલ દેવશંકરની મારફત અમારા તરફથી આપ સાહેબો તરફ મેહેજર એક (સરટીફીકેટ) મોકલવામાં આવી છે છતાં તા. ૩૦–૧૨–૧૯૦૫ નો લખેલો આપ સાહેબનો પત્ર પંડયા કકલભાઇ ઇશ્વરને ઘેર મોકલ્યો છે. કકલભાઇ ઇશ્વરની મારફતે સરવે ભાઇઓને વીદીત થયો છે, સર્વે ભાઇની સંમતી પ્રમાણે નીચે પ્રમાણે જવાબ લખવામાં આવે છે.

૧ ઉપાધ્યા રણછોડલાલ દેવશંકર વીજાપુરની ન્યાતમાં કુલવાન સાથમાં ગણાય છે, ને કુલવાનોના સર્વે હકો ભોગવે છે.

૨ અત્રે હાલમાં તેમના પીત્રાઇઓ કોઈ નથી. મીતી પોષ વદી ૧૪ ને વાર ભોમે સંવત ૧૯૬૨

લી. પંડયા લલુ રામશંકર સઈ દ. પોતે.

૧ પંડયા કકલભાઈ ઇશ્વિર સઇ દ. પોતે.

૧ જોશી હીરાલાલ બાપાલાલ સઈ દ. પોતે

૧ પંડયા ગલાબરામ ભગવાન સઇ દ. પોતે

૧ જોશી રણછોડ ઘેલારામ સઇ દ. પોતે

૧ પંડયા રણછોડલાલ નરસીરામની સઇ દ. પોતે

૧ પંડયા વસંતરામ જેશંકર સઇ દ. પોતે

૧ જોશી અમુલખ કૃષ્ણારામ સઈ દ. પોતે

૧ પડયા ગીરધર સદાશીવ સઇ દ. પોતે

૧ જોશી અમથાલાલ ઉત્તમલાલ સઇ દ. પોતે

૧ જોશી પરભાશંકર વીશ્વનાથ સઇ દ. પોતે

૧ પડયા દલસુખરામ સાંકળેશ્વર સઇ દ પોતે

૧ પંડયા લલુ રામશંકર સહી દ. પોતે
૧ ઉપાધ્યા હીરાલાલ ખુશાલ દ. પોતે
૧ ગોર વલવરામ રેવાશંકરની સહી દ. પોતે

પાછો જવાબ મંગાવવાનો ખર્ચ પંડયા કકલભાઈ ઈશ્વરને ઘેર મોકલવાથી જોશી અમુલખ કૃષ્ણારામનો ખર્ચ થયો છે.

---

## ઠરાવ ૭ મો.

આજરોજ શ્રી ભદ્ર મેવાડા ન્યાત મળી નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યા છે.

૧ ન્યાતના ઠરાવ પ્રમાણે જેમને ત્યાં ન્યાત અગર વહેવાર ગયા હોય અને વાસણના ભાડા નીમીતના પૈસા બાકી છે તે લોકોએ આવતા ફાગણ વદ ૧૪ ને દીવસ સુધી એટલે શ્રીએકલંગી મહાદેવના ઓચ્છવ સુધીમાં સૌએ પહોચાડી દેવા, અને જેને ન પહોચાડયા હોય તેમના પૈસા ઓચ્છવના અડધા વસુલ લેતા પહેલાં વાસણના ભાડાના પૈસા પહેલા લેવા માટે નાથાલાલને સુચના કરવામાં આવે છે. એ પ્રમાણે ઓચ્છવનો અડધો લેતા પહેલાં વાસણના પૈસા વસુલ લેવા અને ન આપે તો ઓચ્છવના પૈસા લેવા નહીં.

૨ ન્યાતના આજદીન સુધીમાં જેટલા ઠરાવો થયા છે તે તમામ ઠરાવો ન્યાતના ફંડના ખર્ચમાંથી છપાવી દરેક લહાણાદીઠ એક એક નકલ આપવી. તે શીવાય વધુ નકલ જે માગે તેની પાસેથી જે કીમત ઉપર છાપી હોય તે લઇને આપવી. નવા ઠરાવ થતા જાય તેમ તેમ છાપી તેમાં સામેલ રાખતા જવા. તે બાબતના કામની જીવણલાલ તથા નાનાલાલ બન્ને જણે તજવીજ કરવી.

૩ વાસણના ચાલતા વહીવટ પ્રમાણે વાસણ લઇ જનાર માણસ બારોબાર બીજા માણસોને વાસણ આપે છે જેથી વાસણના ભાડાના પૈસા વસુલ થવામાં અડચણ આવે છે. માટે હવેથી નાથાલાલને ત્યાંથી વા-

સણુ લઇ જનાર માણુસે બીજા કોઇને વાસણુ આપવાં નહીં; પરંતુ કોઇ માણુસ નાથાલાલને ત્યાં રૂપીઆ બે આગળથી ભરી આવી નાથાલાલની ચીઠી લાવે તો તે વાસણુને બારોબાર આપવામાં વાંધો નથી.

૪ અમદાવાદ શહેરની કન્યા શહેર બહારના માણુસો જેમનું અમદાવાદમાં લાણુ ન હોય તેવા માણુસોને દેવામાં આવતી નથી, અને તેજ ધારો બહારના માણુસો જેમનાં લાણાં અમદાવાદની ન્યાતમાં છે તેમને લાગુ પડે છે, માટે તેવા કોઇ લાણાવાળાની કન્યા શહેર બહારના એટલે શહેરમાં લહાણું ન હોય તેવા કોઇ માણુસને દેવામાં આવશે તો તેને ન્યાતનો જોખમદાર ગણુવામાં આવશે. તેમાં બાપને નામે લાણું ચાલતું હોય તો તે બાપના બધા દીકરા પણુ જોખમમાં રહેશે. મીતી મહા વદી ૧ વાર શની તા. ૧૦–૨–૧૯૦૬.

૫ ઉપરનો ઠરાવ નંબર ૪ પસાર થયા બાદ પાઠક ગોપીનાથ જગનાથ તથા તેમના ભાઇ ગોપાળકૃષ્ણુ જગન્નાથે તે ઠરાવના સંબંધમાં જણાવ્યું જે તેમના ભાઇ પાઠક ગણુપતરામ જગન્નાથ ગુજરી ગયા છે, અને તેમની સ્ત્રી ( પત્ની ) ઘણા વર્ષ થયાં તેમનાથી જુદી નીકળેલી છે તેને બે દીકરીઓ છે. તે દીકરીઓ અમદાવાદમા દેવી કે પરગામ દેવી તે તેની માની મુનસફી ઉપર છે, અને તેમાં અમારાથી વચમાં પડી શકાય તેમ નથી. આ ઉપરથી ન્યાતે તેમને ભલામણ કરી કે એ બે કન્યાઓ અમદાવાદની ન્યાતમાં લાણું હોય તેવા માણુસોને દેવડાવવા સારૂ તેમણે બનતો પ્રયાસ કરવો અને તે પ્રયાસમાં જો તેઓ નીષ્ફળ જાય તો તેમને તેમના બાપને નામે જે લાણું ચાલે છે તે નામને બદલે પાઠક ગોપીનાથનુ નામ દાખલ કરાવવું, અને તેમના ભાઇ ગોપાળકૃષ્ણુને નામે જુદું લાણું ચલાવવાને માટે રૂ. ૧૮૧ ) ભરવા તથા વાડીના રૂ. ૫) અંકે પાંચ આપવા. તા. ૧૦–૨–૧૯૦૬

૧ પંડયા બાપુજી પ્રાણુશકર.

૧ માણેકલાલ મગનલાલ વ્યાસ.

૧ હરીવલ્લવ નારણ મહારાજ

૧ વૈદ બાપાલાલ હરીશંકર દ. રણછોડલાલ બાપલાલ.
૧ ભટ. નાનાલાલ ભાઉશંકર
૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ સઇ દ. પોતે
૧ વ્યાસ રતીલાલ બાપુભાઈ દ. દીનાનાથ.
૧ જીવણલાલ હરગોવીન્દ દા. પોતે.
૧ જોશી ગોરધન શંભુરામ સઇ દ. પોતે
૧ જોશી. ગીરજાશંકર હરીશંકર સઇ દ. પોતે.
૧ ભટ હરીલાલ કુબેરજી સઇ દ. પોતે.
૧ વ્યાસ હાઉભટ વજેરામ સઇ દ. કૃષ્ણારામ
૧ ચુનીલાલ છગન સઇ દ. પોતે.
૧ પંડયા દુલભરામ રઘનાથ દ. કેશવલાલ.
૧ ભટ્ટ ગોરધનલાલ જગન્નાથ
૧ ભટ્ટ રણછોડલાલ જેશંકર
૧ જોશી મોતીલાલ દામોદર
૧ ભટ્ટ નારણ માધવરામ દ. ચુનીલાલ.



## ઠરાવ ૮ મો.

શ્રી ભટ્ટ મેવાડા જ્ઞાતી આજરોજ એટલે સંવત ૧૯૬૪ ના જેઠ વદી ૧૪ ને શનીવારના રોજ મળી તેમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે.

૧. પાઠક ગોપીનાથ જગન્નાથના મોટા ભાઇ પાઠક ગણપતરામની બે દીકરીઓ તેમાંની એક દીકરી અમદાવાદની બહાર પરગામ દીધી તે બાબત ન્યાતના ઠરાવની વીરૂદ્ધ હોવાથી, ગોપીનાથના ભાઇ ગોપાળકૃષ્ણને તેમનો શું જવાબ છે તે પુછતાં તેમણે કબુલ કર્યું કે સદરહુ લગન ન્યાતના રૂલ વીરૂદ્ધ થયેલુ છે તે હમે કબુલ કરીએ છીએ, પરંતુ તે વિષે અમે કેટલાક વખત ઉપર એટલે તા. ૧૦-૨-૧૯૦૬ ને રોજ ન્યાત મળેલી ત્યારે અમોએ તે સબંધી અમારી હકીકત જાહેર કરેલી અને તે વખતે ન્યાતે અમારી

બાબતમાં જે ઠરાવ કરેલો છે તે અમારે કબુલ મંજુર છે. આ હકીકત સાંભળી ન્યાતે ઠરાવ કર્યો કે ન્યાતે પહેલાં કરેલા ઠરાવ પ્રમાણે ગોપાળકૃષ્ણે પોતાનું લાણું નોતરૂં ન્યાતમાં દાખલ કરવાને રૂ. ૧૮૬ ) અંકે એકસોને છાશી દીવસ ૧૫ પંદર અંદરની પાઠક અંબાલાલ શંકરલાલને ત્યાં ભરી દેવા અને તે પદર દીવસની મુદતમાં નહી ભરી જાય તો આગળ થએલા ઠરાવનો લાભ તેમને મળશે નહિ. આ પ્રમાણે ઠરાવ સરવાનુમતે ન્યાતે મંજુર કર્યો છે. જાનેવારી તા. ૨૭ સને ૧૯૦૮ જેઠ વદી ૩ ને બુધવાર ૧૯૬૪ ને રોજ ન્યાત મળેલી તેમાં ઠરાવ કરવામાં આવ્યો છે તેની વીગત—

૨. અસલનો રૂ. ૧૮૬) નો ઠરાવ રદ કરવામાં આવે છે, અને હવે પછી કોઇ બહાર ગામના માણસ ન્યાતમાં દાખલ થવા આવે તો તે વખતે મળેલી ન્યાતને લાગે તે પ્રમાણે સમાધાન ઠરાવી તેને ન્યાતમાં દાખલ કરે. આ ઠરાવને અનુસરીને ત્રાજના રહેવાશી મોહનલાલ સદારામને અમદાવાદની ન્યાતમા રૂ ૧૮૫) સમાધાનના તથા રૂપીઆ પાચ વાડીના તથા રૂ. ૧-૪-૦ શ્રીએકલંગી મહાદેવનો મળી એકંદર રૂપિયા ૧૯૧-૪-૦ લઇ ન્યાતમાં દાખલ કરવામા આવ્યા છે. ઉપર પ્રમાણે જેઠ વદી ૩ ને રોજ કરેલા ઠરાવ ન્યાત સમસ્તે આજ રોજ મંજુર રાખેલા છે.

૩. ન્યાતના કરેલા ઠરાવો અને હવે પછી ન્યાત જે ઠરાવો કરે તે અનુસરીને વેહીવટ ચલાવવા માટે તથા સદરહુ ઠરાવોમાં વધારો ઘટાડો તથા બીજા નવા ઠરાવો કરવાની સુચના કરવા માટે તથા ન્યાત ફરમાવે તે કામો કરવાને નીચે પ્રમાણેના આઠ માણસોની એટલે દરેક જીલ્લાવાર બબે માણસોની એક કમેટી ઠરાવવામાં આવે છે.

**રાયપુર જીલ્લામાં**—વૈદ્ય બાપાલાલ હરીશંકર તથા ચુનીલાલ છગન.

**ખાડીયામાં**—માણેકલાલ ફરસરામ તથા નાથાલાલ નારણભાઇ.

**કાળુપુર**—વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ તથા વ્યાસ માણેકલાલ મગનલાલ.

**દાશીવાડાની પોળ**—હરીશંકર શંભુરામ તથા મોતીલાલ દામોદર.

સદરહુ કમેટીની મુદત આવતા ઓચ્છવ સુધીની છે. તે દર ઓચ્છવેને દર ઓચ્છવે બદલાશે. દરેક જીલ્લાવાળાને બબ્બે મેમ્બરો નીમવાનો હક છે. જુના મેમ્બરોને જારી રાખવા કે નહિ તે જીલ્લાવાળાની મરજી ઉપર છે.

૪. ન્યાત તરફથી સદરહુ કમીટીને સુચના કરવામાં આવે છે કે ન્યાતના ચાલુ વહીવટમાં જે જે ખામી જણાય તેમને લાગે તે ખામીઓ પુરી પાડવાને અને ચાલતા ઠરાવોમાં જે જે ફેરફાર તથા વધારો ઘટાડો થવાની જરૂર જેવું જણાય તે બાબતો વિષે વિચાર કરી તે સંબંધી ઘટીત યોજનાઓ કરી જેમ બને તેમ ત્વરાથી ન્યાત સમસ્તની રૂબરૂ મુકવી. સદરહુ વહીવટ કરનાર કમીટીના સેક્રેટરી તરીકે ન્યાત તરફથી ભટ્ટ નાનાલાલ ભાઉશંકરની નીમણુંક કરવામાં આવી છે.

૫. ન્યાતના ફંડમાંથી કમીટીના કંટીજંટ માટે રૂપીઆ ૧૫) ન્યાત મંજુર કરે છે. સદરહુ રૂપીઆ પાઠક અંબાલાલ શંકરલાલ પાસેથી લેવા ને તેનો હીસાબ સેક્રેટરીએ રાખવો.

ઉપર પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે. તા. ૨૭ જાનેવારી ૧૯૦૮

૧ માણેકલાલ મગનલાલ
૧ મણીલાલ મગનલાલ
૧ કૃષ્ણરામ હાઉભટ્ટ
૧ બાપાલાલ હરીશંકર દ. રણછોડલાલ
૧ ભટ્ટ હરીલાલ કુબેરજી
૧ માણેકલાલ ફરસરામ દ. પોતે.
૧ મણીશંકર દુરગાશંકર
૧ જોશી ગીરજાશંકર હરીશંકર સહી. દ. પોતે
૧ પંડ્યા ગોકળ મોતીલાલ
૧ જીવણલાલ હરગોવન દ. પોતે.
૧ ભટ્ટ નાનાલાલ ભાઉશંકર

૧ હરીલાલ ભવાનીશંકર
૧ જોશી હરીશંકર શંભુરામ
૧ પંડયા કેશવલાલ દુલભરામ
૧ પાઠક મણીલાલ છગનલાલ
૧ જોશી છગનાલ મહાસુખરામ દ. ચુનીલાલ
૧ મહેતા જીવણુલાલ મોતીલાલ
૧ ભટ્ટ અંબાલાલ લલુભાઇ સહી. દ. પોતે
૧ મણીલાલ ત્રીકમલાલ
૧ ભટ્ટ નાથાભાઇ નારણુ સઇ દ. પોતે
૧ પાઠક ગોપાળકૃષ્ણુ જગન્નાથ
૧ હરીવલવ નારણુ મહારાજ
૧ જોશી માણેકલાલ કાળીદાસ સહી. દ. પોતે
૧ જગન્નાથ માધવરામ
૧ દીક્ષત મોરલીધર દલસુખરામ સહી દ. પોતે.
૧ ભટ્ટ ભાઇશંકર જેઠારામ
૧ જોશી મોતીલાલ દામોદર
૧ અંબાલાલ દામોદર.

શ્રી ભટ્ટ મેવાડા જ્ઞાતી સમસ્ત તા. ૨૭-૨-૧૯૧૦ માહા વદી ૩ રવીવાર ૧૯૬૬ ના રોજ ગુસાપારેખની પોળમાં મહાદેવમાં મળી તેમાં નીચે પ્રમાણે ઠરાવ થયા.

( ૧ ) જ્ઞાતીએ શ્રીમાન શંકરાચાર્યની પધરામણી કરાવવી.

( ૨ ) પધરામણીમાં ઓછામાં ઓછા રૂ. ૧૦૧ ) બધા મળીને ભેટ કરવા.

( ૩ ) પધરામણી નાતની વાડીમાં કરાવવી અને તેને સાફસુફ કરવામાં તથા સુશોભીત કરવામાં રૂ. ૬) ની અંદર કરકસરથી ખરચ કરવું. આ રૂપીઆ ફંડમાંથી લેવા.

( ૪ ) પધરામણીનો દિવસ નક્કી કરવાને માટે વૈદરાજ બાપાલાલ હરિશંકરે પધરામણીના ફંડના ખરચમાંથી શ્રીફળ તથા રૂપીઓ ૧ ) એક ભેટ મુકી મહારાજશ્રીની અનુકુળતા જાણુવાને મળવું.

( ૫ ) આ રૂપીઆ વૈદરાજ બાપાલાલ હરિશંકરને ત્યાં આવતા શનીવારની સાંજ સુધીમાં ભરવા.

( ૬ ) પુજામાંથી તથા ફંડના શનીવાર સુધીમાં જે રૂપીઆ આવે તેમાં પધરામણીના અંગનો ખર્ચ બાદ જતાં જો રૂપીઆ ૧૦૧ ) ન થાય તો ખુટતા રૂપીઆ વૈદરાજ બાપાલાલ હરિશંકરે તે નાતના ફંડમાંથી એટલે રા. અંબાલાલ શંકરલાલ પાસેથા માગી લેવા અને તે બાબત રા. અંબાલાલ શંકરલાલને સમજુતી કરવામાં આવી છે.

૭ પધરામણી વખતે ફુલહાર તથા પુજાનો સામાન તથા કલમ ત્રણમાં લખેલા કામ માટે વૈદરાજ બાપાલાલ હરિશકરે તજવીજ કરવી અને પુજાને માટે રૂ. ૪ ) સુધી ખરચ કરવાની નાત મંજુરી આપે છે.

( ૮ ) પધરામણીના ફંડના ઉઘરાણાની ટીપ આ સાથે સામેલ છે તેમાં રહી ગએલા નામવાળાને બતાવવા માટે રા. જીવણલાલ હરગોવીંદ તથા રામજી મહારાજ તથા હરિવલવ મહારાજ તથા રા. ગોકળભાઇ મોતી-લાલને સુંપરત કરવામાં આવી છે.

( ૯ ) આરતી તથા પુજાની બાબતમાં નાત સમસ્તની આગ્રહ પુર્વક ઇચ્છા છે કે વૈદ ગોકળભાઇના દીકરાના દીકરા સ્વર્ગવાસી વૈકુંઠરાયની પુત્રીએ પુજા તથા આરતી કરવી અને તે બાબત યોગ્ય સુચના કરવાને વૈદરાજ બાપાલાલભાઇને સુપરત કરવામાં આવી છે. તેમ છતાં તે પ્રમાણે કદાચ ન બની શકે તો નાત સમસ્તની રૂબરૂ શરૂ કરેલી ઉછા-મણીનું લીસ્ટ રૂ. ૧૩ થએલું છે ને આવતા શનીવાર સુધી ચાલુ છે તેમાં જે વધે તેને આરતી તથા પુજા કરવી.

( ૧૦ ) ઉપર પ્રમાણેના ઠરાવોમાં નાત તરફથી સહી કરવાનો વૈદરાજ બાપાલાલભાઇ હરિશંકરને અધીકાર આપવામાં આવ્યો છે તા. ૨૭-૨-૧૯૧૦ ફેબ્રુઆરી.

( સહી ) બાપાલાલ હરિશંકર સહી દ. પોતે.

---

# શ્રીગણેશાયનમઃ

શ્રી ભદ્દ મેવાડા જ્ઞાતી સમસ્ત તા. ૧૮ માર્ચ સને ૧૯૧૦ ફાગણ સુદી ૮ ને શનિવાર ૧૯૬૬ ને રોજ મળી તેમાં નીચે મુજબ ઠરાવ થયા.

૧ હાલની ન્યાતની વાડી વધારવાને માટે રાજમાન નાથાલાલ નારણભાઇનાં ત્રણ મકાન તથા તેના કંપાઉન્ડમાંથી હાલની વાડી લગતાં પહેલાં મકાનના છેડાની લાઇનિ ને દોલતખાનાના રસ્તા સુધી જમીન લેવી.

૨ સદરહુ જમીન તથા ઉપર ઘરની કીંમત રૂ. ૨૩૫૧ ) અંકે તેવીસેં એકાવન નકી થયેલા છે. અને તેથી ઓછા થવાનો સંભવ નથી એમ હાલના ન્યાતના માણસોથી તજવીજ કરતાં જણાય છે માટે તેટલી કીમતથી સદરહુ મકાન લેવું.

૩ સદરહુ વેચાણના રજીસ્ટર વીગેરેનો ખર્ચ અડધો અડધ ન્યાતને તથા નાથાલાલને શીર છે.

૪ ન્યાતના ફંડની રકમ રાજમાન અંબાલાલ શંકરલાલની પાસે છે તે આપતાં ખુટતા રૂપીઆ આશરે રૂ. ૫૫૦ ) અંકે પાંચસો ને પચાસ રૂપિયા આઠ આના સુધીના વ્યાજથી ઉપાડી સદરહુ મકાન વેચાણ તથા વેચાણ ખર્ચ માટે ખુટતી રકમ પુરી કરવી. અને તે રકમનું વ્યાજ સદરહુ નવા લીધેલા મકાનના ભાડાની આવકમાંથી આપવું, અને સદરહુ રકમ વ્યાજે લેવામાં જરૂર પડેતો અને વ્યાજનો ફાયદો થતો હોય તો સદરહુ નવા લીધેલા મકાનનો જરૂર જેટલો ભાગ સદરહુ રકમ પેટે સાનમાં લખી આપવો.

૫ ઉપરના ઠરાવોનો અમલ કરવા માટે તેમજ સદરહુ નવું મકાન લેવાની હદ નક્કી કરી તેનો વેચાણનો દસ્તાવેજ કરાવી લેવા માટે ન્યાત તરફથી નીચેના પાંચ ગૃહસ્થો નીમવામાં આવ્યા છે અને તેમને સદરહુ દસ્તાવેજ પોતાના નામથી કરાવી લેવો તેમજ ઉપરના ઠરાવ ચોથા મુજબ

જે દસ્તાવેજ કરી આપવાની જરૂર પડે તે પણ ન્યાતની તરફથી પોતાના નામથી કરી આપવો.

પાંચ ગ્રહસ્થોનાં નામ નીચે પ્રમાણે ઠરાવ્યાં છે:—

૧ વૈદરાજ બાપાલાલ હરિશંકર

૨ ગોકળભાઇ મોતીલાલ

૩ રાજમાન હરિપ્રસાદ બાપાલાલ

૪ રા. અંબાલાલ શંકરલાલ

૫ રા. હરીવલવ પુરૂષોતમ મહારાજ

ઉપર પ્રમાણે ઠરાવ ન્યાત સમસ્તની સમક્ષ સર્વાનુમતે મંજુર થયો છે. તા. ૧૯ માર્ચ ૧૯૧૦

૧ વ્યાસ માણેકલાલ મગનલાલ

૧ ડાહ્યાભાઇ રેવાશંકર સહી દ. પોતે

૧ જીવણુલાલ હરગોવીન્દ સહી દ પોતે.

૧ માણેકલાલ કાળીદાસ સહી દ. પોતે

૧ પા. મણીલાલ છગનલાલ સહી દ, પોતે

૧ પા. પ્રાણુલાલ રેવાશંકર સહી દ. પોતે

૧ પા. હરીલાલ કુબેરજી સહી દ. પોતે

૧ હરીવલવ પુરૂષોતમ સહી દ. પોતે

૧ પંડયા ગોકળભાઇ મોતીલાલ સહી દ. પોતે

૧ રવીશંકર શંભુરામ

૧ ભટ્ટ રણછોડલાલ જેશંકર

૧ ભટ્ટ લલ્લુભાઈ સદાશંકર સહી

૧ પા. કુબેરજી ખીરપાશંકરની સહી દ. સોમનાથ ત્રીકમલાલ

૧ ભટ્ટ તાપીશંકર રેવાશંકર સહી દ. પોતે.

૧ ચુનીલાલ છગનલાલ જોશી

૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ સહી દ. પોતે

૧ કૃષ્ણારામ ઉમેદરામ સહી દ. પોતે

૧ બાપાલાલ હરીશંકર વૈદ

૧ તા. ૧૯ માર્ચ ૧૯૧૦ વાર શનિના રોજ ન્યાતની વાડીનું વધારાનું મકાન લેવા સંબંધી ઠરાવ થયા પછી નીચેની બાબતમાં ઠરાવ કરવામાં આવ્યો છે.

## ઠરાવ.

જોશી પીતાંબર કાળીદાસની દીકરી બાઇ કમળીને તેની મા બાઈ મહાલક્ષ્મીએ ગઇ સાલમાં એટલે સંઘસના વરસમાં નાશક લઇ જઇને સુરતવાળા મણીલાલ આતમારામ સાથે પરણાવી દીધી છે એમ ન્યાતના કેટલા ગ્રહસ્થો તરફથી કહેવામાં આવે છે. આ બાબત ન્યાતના નીયમથી વિરૂદ્ધ છે માટે જ્યાં સુધી તે બાબતમાં સદરહુ બાઇ મહાલક્ષ્મી તરફથી ન્યાતને સંતોષકારક ખુલાસો મળી શકે નહી ત્યાં સુધી સદરહુ ત્રણે માણસો ન્યાતની પંકતીથી દૂર રહે.

૧ ગોકળભાઇ મોતીલાલ
૧ જીવણલાલ હરગોવીંદદાસ
૧ માણેલાલ મગનલાલ
૧ હરીપ્રસાદ બાપાલાલ
૧ જોશી માણેકલાલ કાળીદાસ
૧ હરીલાલ કુબેરજી

---

## તા-૪-૪-૧૯૧૨ના રોજ ભટ્ટમેવાડાની ન્યાત સમસ્ત મળી નીચે મુજબ ઠરાવ કરવામાં આવેલ છે.

બાઇ વિસ્નુલક્ષ્મી વૈદકુંઠરાય નારણભાઇની વીધવા તરફથી એમ જણાવામાં આવેલુ કે વૈદ્ય વૈદકુંઠરાય નારણભાઇનુ નામ રહે તેવા કારણથી ન્યાતની વાડી બનાવવામાં રૂ. ૫૦૦૦) અંકે રૂપેઆ પાંચ હજાર મજકુર વૈદકુંઠરાય તરફથી બાઈ વીસ્નુલક્ષ્મી વૈદકુઠરાય નારણભાઇની વીધવા આપવાને ખુશી છે અને સદરહુ રકમ લેઇ તે પ્રમાણે કરવું કે નહીં તે વીશે વીચાર કરતાં ન્યાત સમસ્તે નીચે પ્રમાણે ઠરાવ કરેલા છે.

૧ સદરહુ રૂપૈઆ પાંચ હજારની રકમ લેવી અને તેમાંથી વાડીનું મકાન બંધાવવું અને તે મકાનને "વૈદ્ય વૈદ્કુંઠરાય નારણભાઇ ભટ્ટ મેવાડાની ન્યાત સમસ્ત વાડી" એવું નામ આપવું અને તે મકાનમાં કોઇ યોગ્ય જગાએ એક પથર ચોઢવો તેમાં ટુંકાણમાં એવી હકીકત લખવી કે આ મકાન બાંધવામાં બાઇ વીસ્નુલક્ષ્મી વૈદ્ય વૈદ્કુંઠરાય નારણભાઇની વીધવા તરફથી રૂપૈઆ પાંચ હજાર આવેલા છે.

૨ બાઈ વીસ્નુલક્ષ્મી વૈદ્કુંઠરાય નારણભાઇની વીધવા તરફથી એમ કહેવામાં આવેલું છે જે સદરહુ રૂપૈઆ પાંચ હજારની રકમ ભટમેવાડાની ન્યાત તરફથી નીમાએલા માણસને તેમની ઉપરની સરત પ્રમાણે પહોંચ લેઇ આપવામાં આવશે અને તેટલા રૂપૈઆ ખરચી વાડીનું મકાન બાંધવાને ન્યાત જોખમદાર રહેશે અને રૂપૈઆ પુરેપુરા નહિ ખરચાય તો તે પુરેપુરી રકમ ન્યાતે તેમને પાછી આપવી પડશે. આ બાબતમાં ન્યાત સમસ્ત ઠરાવ કરે છે કે બાઇ વીસ્નુલક્ષ્મી વૈદ્કુઠરાય નારણભાઇની વીધવાની કહેલી સરતો કબુલ કરી સદરહુ રૂપૈઆ પાંચ હજારની રકમ વૈદ્ય વૈદ્કુંઠરાય નારણભાઇના ઉપકાર સાથે લેવાને ન્યાત કબુલ છે અને તે રૂપૈઆ ન્યાત તરફથી લેઇ પહોંચ આપવાને માટે અને તે રકમનો ખરચ કરી વાડીનું મકાન બંધાવવાને માટે નીચેના માણસોની કમેટી નીમવામાં આવી છે.

૧ વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ
૨ પાઠક ડાહ્યાભાઇ રેવાશંકર
૩ મહેતા મણીલાલ મગનલાલ
૪ ભટ્ટ નાનાલાલ બાઉશંકર
૫ ભટ્ટ મણીલાલ ત્રીકમલાલ

સદરહુ રૂપૈઆ પાંચ હજાર મુંબાઇ બેંકમાં સદરહુ કમેટીને યોગ્ય લાગે તેવા તેમના પૈકીના માણસના નામ ઉપર જમે મુકવા અને જેમ જેમ જરૂર પડે તેમ તેમ તેમાંથી રૂપૈઆ ઉપાડી ખરચ કરવો.

૩ આ ઠરાવની નકલો સદરહુ કમીટીએ છપાવી તેને ન્યાતમાં બધાને વહેંચવી અને એક નકલ બાઇ વીસ્નુલક્ષ્મી વૈદ્યકુંઠસય નારણભાઇની વીધવાને મોકલવી.

પાઠક ચુનીલાલ ભવાનીશંકર સહી દા. પોતે
વ્યાસ માણેકલાલ મગનલાલ સહી દા. પોતે
ભટ નાનાલાલ ભાઉશંકર સહી દા. પોતે
જોશી ગીરજાશંકર હરીશંકર
વ્યાસ ચીનુભાઈ સીવદત
પાઠક કેશવલાલ કરૂણાશંકર
ભટ હરીલાલ કુબેરજી
વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ
ભટ જીવણલાલ હરગોવન
ભટ રણછોડલાલ જેશંકર
જોશી ચુનીલાલ છગનલાલ
દીક્ષીત બાઇશંકર જેઠારામ
દીક્ષીત મોરલીધર દલસુખરામ
પંડયા ગીરધરલાલ મોતીલાલ
વૈદ નાનાલાલ તુલજાવલભ
ભટ મણીલાલ ત્રીકમલાલ
પડયા જીવણલાલ અમથારામ
પાઠક મણીલાલ છગનલાલ સઈ
જોશી વીસ્નુશંકર દુરગાશંકર સહી દા. પોતે
જોશી શંભુરામ અમ્રતલાલ દા. હરીશંકર
ભટ મણીલાલ કુબેરજી
ભટ જગનનાથ માધવરામ સહી દા. પોતે
હરીવલભ પુરસોતમ સહી
ભટ છગનલાલ કુરૂણાશંકર સહી
જોશી મોતીલાલ દામોદર સહી દા. પોતે

પાઠક પ્રાણુલાલ રેવાશંકર સહી દા. પોતે
Manilal Maganlal Mehta
પંડયા ગોકલદાસ મોતીલાલ

આજરોજ તા. ૧૩-૪-૧૯૧૨ ભટ્ટ મેવાડાની ન્યાત સમસ્ત મળી નીચે મુજબ ઠરાવ પસાર કરવામાં આવે છે.

૧ ન્યાતમાં પચીશ વરસની અંદરનું કોઇ સ્ત્રી અથવા પુરૂષ ગુજરી જાય તો તેની પાછળ ન્યાત કરવી નહીં.

૨ રાજમાન રાજેશ્રી નાથાલાલ ગુજરવાથી વાસણની બાબતમાં ચાલતા વહીવટમાં ફેરફાર થવાની જરૂર હોવાથી ઠરાવ કરવામાં આવે છે જે રાજમાન રાજેશ્રી જગન્નાથ મહારાજ માધવરામ વૈહીવટ કરવાની ખુશી બતાવે છે તેમને તે બાબતનો વહીવટ કરવો અને તેમણે કરેલી સુચના મુજબ તેમને ડુપ્લીકેટ છાપેલી પહોંચોની ચોપડી એક પાના ૨૦૦ ) બસેંની બંધાવી આપવી. અને તે પહોંચો પૈકી એક પહોંચ વાસણ લઇ જનારને સઇ કરીને પોતે આપવી. અને તેની ડુપલીકેટના ઉપર વાસણ લઇ જનારની સહી લઇ પોતે રાખવી. અને તે વાસણ પાછાં આવે ત્યારે વાસણ લઈ જનારની પહોંચ પાછળ પોતાની સહીથી ભરપાયા કરી આપવા અને વાસણ સંભાળી લેવાં. વાસણો બરોબર મંજાવ્યા શીવાય પાછાં આવ્યાં હોય તો તેનું જે ખર્ચ થાય તે અનામતના રૂ. ૨ ) પૈકી વાસણ ભાડુ કાપી લેતાં વધારાના પાછા આપવાના પૈસામાંથી કાપી લેવું.

તા. ૧૩-૪-૧૨ ને શનીવારના રોજ ભટ્ટ મેવાડાની ન્યાત સમસ્તે મળી તેમાં નીચે મુજબ ઠરાવ કરવામાં આવ્યો:--

સંવત ૧૯૬૪ ના જેઠ વદી ૩ ને બુધવાર તા. ૨૭-૧-૧૯૦૮ ના પાઠક ગોપીનાથ જગન્નાથની બત્રીજીનુ લગ્ન નાતના વીરૂદ્ધ થયેલું દર્શાવવામાં આવેલુ અને તે ન્યાતના રૂલ વીરૂદ્ધ થયેલું છે તેવું ગોપાળકૃષ્ણે કબુલ કરેલું તેમ છતાં સદરહુ ગણપતરામની દીકરી અને દીકરીના વરને ગોપીનાથના દીકરાના લગ્નમાં ગોપીનાથને ત્યાં આવેલાં તેમને ગોપીનાથ

પોતાના ગોરવમાં જમવા તેઓ ગયેલા અને પંગતમાં સાથે લઇ જમવા બેઠેલા તે ગેરવ્યાજબી થયેલુ છે એમ ન્યાત સમજે છે, તે બાબતમાં તે ખુલાસો લખાવે છે કે મેં બુદ્ધી પૂર્વક કાંઈ કસુર કરેલી નથી. કારણ પહેલા ઠરાવમાં ઉપર લખેલો ખુલાસો નહોતો. અને આ અધ્યાહાર લેવાય છે તે મને સમજ નહોતી તેથી ન્યાત આવો અધ્યાહાર લે છે તો હું તે વાતની માફી માગુંછુ.

( સહી ) પાઠક ગોપીનાથ જગન્નાથ પોતે.

**સવાલ**—ન્યાત આ કસુર બદલ જે શિક્ષા ફરમાવે તે તમને કબુલ છે કે કેમ ?

**જવાબ**—ન્યાત સ્વતંત્ર છે કોઇથી બંધાએલી નથી. માફી શિવાય ન્યાત મારા વિરૂદ્ધ બીજો કાંઇ ઠરાવ કરવા માગતી હોય તો મારે કબુલ નથી.

( સહી ) પાઠક ગોપીનાથ જગન્નાથ સ. દ. પોતે

ઉપર પ્રમાણે ન્યાત ફરમાવે તે શીક્ષા રાજમાન રાજેશ્રી ગોપીનાથ જગન્નાથ પાઠક ખમવા તૈયાર નથી એમ તે કહે છે માટે ન્યાત નીચેના ગૃહસ્થોને તેમના ગુન્હા બદલ તેમને શી શીક્ષા ફરમાવવી તેનો વીચાર કરીને ન્યાત રૂબરૂ તેમનો નિર્ણય રજુ કરવા ફરમાવવામાં આવે છે અને તે નિર્ણય આપ્યો ન્યાતને કબુલ છે.

## કમીટીના મેમ્બરોનાં નામ.

રા. રા જીવણલાલ હરગોવનદાસ
રા. રા. નાનાલાલ ભાઉશંકર ભટ્ટ.
રા. રા. મણીલાલ કુબેરજી
રા. રા. ગોકળભાઈ મોતીલાલ
રા રા. મણીલાલ દુર્ગાશંકર
રા. રા. હરીશંકર શંભુરામ
રા. રા. રણછોડલાલ બાપાલાલ
રા. રા. મણીલાલ છગનલાલ
રા. રા. મણીલાલ મગનલાલ મહેતા

## ન્યાતના મેમ્બરોની સહી.

માણેકલાલ મગનલાલ સઇ દ. પોતે
હરીપ્રસાદ બાપાલાલ સઇ દ. પોતે
કેશવલાલ કરૂણાશંકર પાઠક
રામપ્રસાદ ભગુભાઇ ભટ્ટ
વ્યાસ કૃષ્ણારામ હાઉભટ્ટ
ભટ્ટ હરીલાલ કુબેરજી
ભાઇશંકર જેઠારામ
ડાહ્યાભાઇ રેવાશંકર પાઠક
ભટ્ટ રવીશંકર શભુરામ
પંડયા ગોકળભાઇ મોતીલાલ
પડયા મોતીલાલ આશારામ દ. ગીરધરલાલ
જોશી માણેકલાલ કાળીદાસ દ. પોતે.
જીવણલાલ હરગોવનદાસ સઇ દ. પોતે.
શભુરામ અમરતરામ
પાઠક મણીલાલ છગનલાલ સઇ દ. પોતે
જોશી મોતીલાલ દામોદરદાસ સઇ દ. પોતે
બાલકૃષ્ણ પુરૂશોતમ ભટ્ટ
જીવણલાલ અમથારામ સઇ દ. પોતે
ભટ્ટ મણીલાલ કુબેરજી
મણીલાલ,, ત્રીકમલાલ
ચુનીલાલ છગનલાલ
બાપાલાલ હરીશંકર દ. રણછોડલાલ
મણીલાલ મગનલાલ મહેતા.
મણીશંકર દુર્ગાશકર
ભટ્ટ નાનાલાલ ભાઉશંકર

અમે ઉપર ન્યાત તરફથી નીમાયેલા આગુસો ઉપરની બાબતમા સર્વાનુમતે નીચે મુજબનો ઠરાવ ન્યાત રૂબરૂ રજુ કરીએ છીએ.

## ઠરાવ.

મજકુર રાજેશ્રી ગોપીનાથ જગન્નાથે તેમને કરેલા ગુન્હા માટે રૂપિયો ૧-૪-૦ અંકે રૂપિયો સવા પુરો દંડ તરીકે આપવો, અને તે રૂપિયો સવા રોકડો અત્યારે ન આપી શકે તો તેમને ન્યાત પસંદ કરે તેને જામીન આપવા, અને સદરહુ જામીને તે દંડની રકમ પાઠક અંબાલાલ શંકરલાલને ત્યાં તા. ૧૪-૪-૧૯૧૨ ના સવારના આઠ વાગતા સુધીમાં પહોંચ લઇ ભરી આવવા. ઉપર પ્રમાણે સદરહુ રાજેશ્રી ગોપીનાથ જગન્નાથ દંડ કે જામીન હાલ અત્યારે ન આપે તો તે ત્યારથી ન્યાતથી તેમને તેમના કુટુંબ સાથે દુર કરવા અને તેમને દુર કર્યા બદલ ન્યાતની સીલીકમાંથી પતાસાં મંગાવી તેમના શિવાયના ન્યાતના બીજા ભાઇઓને વહેચવાં. તા. ૧૩-૪-૧૯૧૨

આ ઠરાવ રાજેશ્રી ગોપીનાથ જગન્નાથને વાંચી સંભળાવવામાં આવ્યો છે. તા. ૧૩-૪-૧૯૧૨

પંડયા ગોકળભાઇ મોતીલાલ
રણછોડલાલ બાપાલાલ વૈદ
મણીલાલ મગનલાલ મહેતા,
મણીલાલ છગનલાલ સ. દ પોતે
જોશી હરીશંકર શંભુરામ સ, દ. પોતે
જીવણલાલ હરગોવીન્દદાસ દ. પોતે
નાનાલાલ ભાઉશંકર ભટ્ટ
જોશી મણીલાલ દુર્ગાશંકર
ભટ્ટ મણીલાલ કુબેરજી

## ઠરાવ.

આજરોજ એટલે તા. ૧૩-૪-૧૯૧૨ ના રોજ ગોપીનાથ બાબતનો ઠરાવ તેમને વાંચી સંભળાવ્યો ત્યારે તેમને ઠરાવ મુજબ વરતવાનું ઇનકાર કર્યું અને વ્યાસ વીઠલ જેઠાભાઇ તથા ગોપીનાથ ન્યાતનો તીરસ્કાર કરી

આવ્યા ગયા તેથી સદરહુ ગોપીનાથ જગન્નાથને પોતાના કુટુંબ સાથે ન્યાતથી દુર કરવામાં આવ્યા છે, અને તેમની સાથે અત્યારથી જે સખસ સંસર્ગ યા સંબંધ રાખે તે ન્યાતનો ગુન્હેગરાર છે.
તા. ૧૩-૪-૧૯૧૨

માણેકલાલ મગનલાલ સહી દ. પોતે
ગોકળભાઇ મોતીલાલ સઇ દ. પોતે
ભટ્ટ હરીલાલ કુબેરજી સહી દ. પોતે
જોશી માણેકલાલ કાળીદાસ સઇ દ. પોતે
ભટ્ટ રામપ્રસાદ ભગુભાઈ સહી દ. પોતે
કેશવલાલ કરૂણાશંકર પાઠક
જોશી શંભુરામ અમરતરામ
જોશી મોતીલાલ દામોદર સઈ દ. પોતે
વૈદ બાપાલાલ હરીશંકર દ. રણછોડલાલ
વ્યાસ કૃષ્ણારામ હાઉભટ્ટ
જીવણલાલ હરગોવીન્દ સઈ દ. પોતે
મણીલાલ મગનલાલ મહેતા
ભટ્ટ મણીલાલ ત્રીકમલાલ
ભટ્ટ નાનાલાલ બાઉશંકર
અંબાલાલ શંકરલાલ દા. મણીલાલ
ભટ્ટ લલુભાઈ સદાશંકર
મણીલાલ છગનલાલ સહી દા. પોતે
નટવરલાલ બાપાલાલ સહી દ. પોતે
મગનલાલ હરીલાલ સહી દા. પોતે
બાલકૃષ્ણ પુરષોતમ ભટ્ટ
ભટ્ટ રણછોડલાલ જેશંકર
ભટ્ટ મણીલાલ કુબેરજી
દી. બાઇશંકર જેઠારામ
જીવણલાલ અમથારામ સહી દ. પોતે

પંડયા મોતીલાલ અમથારામ દા. ગીરધરલાલ
વ્યાસ હરીપ્રસાદ બાપાલાલ સહી દ. પોતે
ડાહ્યાભાઇ રેવાશંકર પાઠક
જોષી ચુનીલાલ છગનલાલ સહી દ. પોતે
મણીશંકર દુરગાશંકર
ભટ્ટ જગન્નાથ માધવરામ
વ્યાસ ચીનુભાઇ શીવદત

---

## ખડુમેવાડા બ્રાહ્મણની ન્યાતમાં લગ્ન વખતે તેમજ શ્રીમંત વીગેરે પ્રસંગોમાં આપ લે કરવાની રીત.

### લગનના પ્રસંગે.

( ૧ ) કન્યાના બાપે પ્રથમ એક રૂપીયો તથા નારીએળ વરને આપવો.

( ૨ ) વરને ત્યાંથી મોં જોયણાનુ કહેવા આવે તેને કન્યાવાળા તરફથી ૦-૧-૩ અપાય છે.

( ૩ ) વસ્તારી ચાલા વખતે:—

અડધી રીત કરનારને નારીએળ ઉપર રૂ. ૫) પાંચ મૂકવાના હોય છે, અને પ્રથમ રૂપીયો નારીએળ ન આપ્યું હોય તો એક રૂપીયો વધારે અપાય છે એટલે એકંદર ૭ અપાય છે.

આખી રીતના નારીએળ ઉપર રૂ. ૭) સાત મૂકવામાં આવે છે ને ઉપર મુજબ પ્રથમ રૂ. ૧) એક ન આપ્યો હોય તો એકંદર રૂ. ૮) આઠ અપાય છે.

વસ્તારી ચાલાં વખતે છૂટા પૈસા આપવામાં આવે છે પણ કેટલીક-વાર ઉચક રકમ લેવામાં આવે છે તેમાં વરના બાપને રૂ. ૮) આઠ અને વરના મામાને રૂ. ૪) ચાર અપાય છે, પછી ઉચક પૈસા લેનાર હાજર રહેલા પુરૂષોને સગાઇના સંબંધે દરેકના રૂ. ૦-૦-૬ મુજબ અને વ્યવહાર

વાળાને ૦–૦–૩ આપે છે. શુકલ દક્ષિણા બંને પક્ષ તરફથી દરેક રૂ. ૦–૧–૯ આપે છે એટલે એકંદર રૂ. ૦–૩–૬ અપાય છે. વસ્તારી ચાલાં વખતે પૂજન કરવામાં આવે છે તે વખતે પાન સોપારી તથા છૂટા પૈસા કન્યાવાળા તરફથી અપાય છે

( ૪ ) લગનીયા જમવા આવે ત્યારે લગ્નપડી સાથે લેતા આવે છે તેમાં કન્યા તરફના રૂ. ૦–૮–૦ આઠ આના હોય છે તે કાઢી લઇ વરવાળા રૂ ૦–૮–૦ આઠ આના વધારે મુકે છે એટલે કુલ તેમાં રૂ. ૧–૦–૦ મૂકે છે

( ૫ ) લગનીયા ચાર આવે છે, તે દરેકને એક એક ટકો એટલે રૂ. ૦–૦–૯ અપાય છે. એકંદર ચાર જણના રૂ. ૦–૩–૦ વરના પિતા તરફથી અપાય છે.

( ૬ ) મોં જોયણું વરના મોસાળ પક્ષ તરફથી કરવામાં આવે છે તે વખતે ગોયણીઓ તથા કન્યા મળીને ત્રણ જણ જાય છે. તે વખતે કન્યા પોતાની મામીજીને પગે નમન કરી રૂ. ૨) બે મૂકે છે ( પગેપયણું કહે છે ) ને મામીજી તે વખતે રૂ. ૧૬ ) શાળ બેરખીના કરીને કન્યાને આપે છે.

( ૭ ) વરને ત્યાં કન્યાનાં મોંજોયણું થાય છે તે વખતે એક ગોયણી તથા કન્યા જમવા આવે છે. કન્યા તે વખતે પોતાની સાસુને પગે લાગી રૂ. ૧) એક મૂકે છે, અને તેની સાસુ ઘાઘરી, ઓરણું અથવા સાડી આપે છે. આ પ્રસંગે કેટલીકવાર રોકડી રકમ પણ અપાય છે. પણ તે વરકન્યાનાં માબાપની મરજી ઉપર આધાર રાખે છે.

( ૮ ) વરને ત્યાંથી વસંતમાં શું શું લઇ જવામાં આવે તેની વિગતઃ—

अ વસંતની સાડી આપવાનો રીવાજ છે. રોકડ રકમ આપવી હોય તો રૂ. ૨૦ થી ૨૫ સુધી આપવામાં આવે છે તે

ब સાડી સાથે લીલો ઘાઘરો અથવા રૂ. ૫) પાંચ રોકડા.

क રેંજો અગર રૂ. ૫) પાંચ રોકડા.

ड ચાંદીનાં સાંકળાં અગર રૂ. ૫૧) એકાવન રોકડા.

इ રૂપીયા પાંચ અરીસાના.

( ૯ ) માંડવો નોતરવાને બૈરાં આવે તે પગ પીળા રહે તે પછી તેમની થાળીમાં વરના બાપ તરફથી સાત ટકા એટલે રૂ. ૦–૫–૩ નંખાયછે.

( ૧૦ ) વરઘોડો ઉતર્યા પછીની રીતઃ—

કન્યાના બાપ તરફથી નમસ્કાર કરવામાટે ચાર જણુ આવે તે દરે- કને વરના પિતા તરફથી એક ટકો એટલે રૂ. ૦–૦–૯ આપવામાં આવે છે.

વરના પિતા તરફથી નમસ્કાર કરવા માટે કન્યા તરફ બે જણુ જાયછે તે દરેકને દોઢ આનો રૂ ૦–૧–૬ કન્યાના પિતા તરફથી આપવામાં આવેછે.

વરના તરફથી મગદળ ખાવાને બે જણુ આવે છે તેમને મગદળ ખવરાવ્યા પછી દરેકને દોઢ આનો રૂ. ૦–૧–૬ આપવામાં આવે છે.

આ વિધિ થયા પછી કલવો આવે છે અને તે પછી અર્ધ્ય પૂજન કરવામાં આવે છે અર્ધ્ય પૂજન કર્યા પછી વરને રૂ. ૨–૦–૦ ને ડોઘલુ આપવામા આવે છે.

અર્ધ્ય પૂજ્યા પછી વરના તરફથા સોપારી શેર ૧૦ા સવાદસ કન્યા વાળાને આપવામાં આવે છે. તે ન્યાતની સ્રીયો હાજર હોય તેમને આપેછે.

( ૧૧ ) લગ્નના દિવસની વિધિઃ—

બાકી રહેલા કલવા આજ પૂરા કરવામાં આવે છે. તે પછી પલ્લું પુરવામા આવે છે તેમાં જે વસ્તુઓ મૂકવામાં આવે છે તેનાં નામ.

( ૧ ) સવાપશેર કંકુ ( ૨ ) સવાપાસેર નાડુ ( ૩ ) કીડીયાં- ની શેર ( કીડીયાં રંગે ભૂરાં ) ( ૪ ) કાંસકી ( ૫ ) અડધો રૂપીયો ( ૬ ) પડાપાંદડીની ઓરણી અગર રૂ ૫) પાંચ રોકડા ( ૭ ) કન્યાને પહેરવાના જોડા ગાગરબેડુ કન્યાના બાપ તરફથી લાવે છે તેમાં રૂ. ૦–૮–૦ આઠ આના લેતા આવે છે તેમાં વધારો રૂ. ૧–૦–૦ નો કરી વરવાળાં રૂ. ૧ાા મૂકે છે

વરનુ તોરણે પૂજન કરતી વખતે રૂ ૨ ) બે રોકડા ને પતાસાંનું ડોઘલું આપવામાં આવે છે

વરની પોસમાં નારીએળ ને રૂપાયો હોય તે કન્યાવાળાએ લેવાં.

કન્યાના પિતા તરફથી લગ્ન વખતે મધુપર્કમાં કાંસાની વાડકીમાં દહીં તથા રૂ. ૦-૮-૦ આપવામા આવે છે

કન્યા દાન વખતે દક્ષિણા તરીકે કન્યાના પિતા તરફથી અડધી રીતના રૂ. ૧૪-૦-૦ તથા આખી રીતના રૂ. ૧૮-૦-૦ અઢાર આપવામાં આવે છે

વરને કન્યાદાન વખતે પિતાંબર આગ રૂ. ૧૩ ) રોકડા કન્યાના પિતા આપે છે અ તરપટ વરના પિતા તરફનુ હોય છે

### કન્યાદાન.

લગ્નના દિવસે કન્યાદાન વખતનો તમામ ખર્ચ કન્યાના પિતા તરફનો હોય છે.

( ૧૨ ) ચોરીના દિવસની વિધિ

ચોરીના દિવસે પૂજન માટે રૂ. ૦-૮-૦ છૂટા પૈશા, સોપારી, પાન, ખારેકો વરના પિતા તરફથી શુકલને આપવામાં આવે છે ચોરીને દિવસે વરનો અગૂઠો ઝાલે તે વખતે વરના પિતા તરફથી રૂ. ૧ ) આપવામાં આવે છે

કસાર ખાધા પછી વર સાસુનો છેડો ઝાલે છે તે વખતે અડધી રીતનો રૂ. ૧ ) તથા આખી રીતના રૂ. ૨ ) કન્યાના પિતા આપે છે.

કંસાર ખાધાના થાળો કન્યાના પિતા તરફથી વરને આપવામાં આવેછે.

"અખંડ સોભાગ્યવંતી થાવ" એમ કન્યાને કહેવા માટે પંચ સ્ત્રીઓ આવે છે તે દરેકને સાત સાત સોપારી વરના પિતા તરફથી આપવામા આવે છે

ચોરીના મંડપના વાંસ જમીનમાં ખોદી ઘાલવાના ૦–૧–૯ તથા કંસાર રાંધવા માટે ૦–૧–૯ તથા લગ્ન વાંચવા માટે ૦–૧–૯ વરનાપિતા પોતાના શુકલને એકંદર ૦–૫–૩ આપે છે

કન્યાના પિતા વરના શુકલને રૂ ૧–૦–૦ દાપાનો તથા રૂ ૦–૮–૦ કુશલ દક્ષિણાનો કરી કુલ રૂ. ૧–૮–૦ દક્ષિણા આપે છે.

વરના પિતા તરફથી કન્યાના શુકલને રૂ ૨–૦–૦ દાપાના તથા રૂ. –૮–૦ કુશલ દક્ષિણાના મળીને કુલ રૂ. ૨–૮–૦ અપાય છે.

વડી ગોરની રસોઇ કરવા માટે વરના પિતા તરફથી રૂ ૧) આપવામાં આવે છે.

એકીબેકી રમવા માટે વરના પિતા રૂ ૧) એક તથા કન્યાના પિતા રૂ. ૦–૧–૯ આપે છે આ રકમ રમી રહ્યા પછી રૂ. ૧) એક કન્યાનો ગણાય છે એટલે કન્યાને આપવામાં આવે છે અને સાત પૈસા શુકલને આપવામાં આવે છે

જાનીવાસે પૂજન કરતી વખતે વરનો બાપ રૂ. ૫) પાંચ કન્યા વાળાને આપે છે

( ૧૩ ) વરકન્યા વળાવતી વખતે કન્યાના બાપે આપવાની રીતઃ—

કળસના ઘઉં શેર સવાદસ શેર. એક રેજ્ને, શ્રીફળ તથા અડધો રૂપીયો મલી માટલામાં. રેજ્ને ને રૂ. ૧) એક, વડીગો તથા સવાસો પાપડ મૂકાય છે. કંકુના થાપા દીધાની થાળી તથા ઘીનો લોટો તથા કન્યાના હાથમાં કાંસાનો વાડકો તથા રૂપીયો અડધો અપાય છે.

ગોરવ રમવા આવે ત્યારે કંકુની થાળીમા પાંચ ટકા વરના પિતા તરફથી નંખાય છે.

( ૧૪ ) પહેલા ગોરવને દિવસે વવળે ચઢવાનો રીવાજ છે તે વખતે આપલે કરવાની રીતઃ—

વરની માતુશ્રીને રૂ ૧૦) અથવા રૂ. ૮) આઠ તથા વરની માશીને રૂ. ૫) અથવા રૂ. ૪) ચાર સાડીના કરીને આપવામાં આવે છે. તથા વરની માતુશ્રીના કપાળમાં રૂ. ૧) એક તથા માશીના કપાળમાં રૂ. અડધો ચોઢવામાં આવે છે.

કુંડીમાં સવાદસશેર ઘઉં આપવાનો રીવાજ છે.

કન્યાને ખોળે બેસાડતી વખતે વરની માતુશ્રી રૂ ૧) એક તથા મામી કન્યાને ખોળે બેસાડીને રૂ. ૦–૮–૦ આઠ આના આપે છે.

( ૧૫ ) કાળી અમાસની રીતઃ — વરને જમવા તેડી રૂપીયો એક તથા પતાસાનું ડોઘલું આપવામાં આવે છે.

( ૧૬ ) હોળીની રીત અપાયછે તેઃ—

તેર માટલી, તેર ઘડા, તેર પૈસા, શેરશેર ઘઉંની કુલેર, સવામણ ઘઉં, બે રેજા અને ચાર રૂપીયા અપાય છે.

( ૧૭ ) બળેવને દિવસે રૂ ૧) એક તથા જનોઇનો જોટો વરને અપાય છે.

( ૧૮ ) દિવાળીને દિવસે રૂ ૧) રોકડો તથા પતાસાનું ડોઘલું.

( ૧૯ ) વટસાવિત્રીના રૂ ૨) બે અપાય છે તેમાં રૂ ૧) એક વરના પિતા તરફથી તથા રૂ ૧) કન્યાના પિતા તરફથી અપાય છે. આ રૂપીયા બે પલ્લામાં ગણાય છે.

## શ્રીમંતની રીત.

શ્રીમંતના મોસાળા વખતે ચાર ગોળા તથા બે રેજા કન્યાના મોસાળ તરફથી અપાય છે.

કન્યાના પિતા રૂ ૨૨) બાવીસ અથવા રૂ. ૨૭) સતાવી પોતાના ઘરની રીત પ્રમાણે આપે છે. કન્યાના મામા રૂ. ૨) બે ચાં કરે છે. મામેરામાં રથ તથા વાજુ લાવવામાં આવે છે તેમાં રથનો વરના પિતા તરફથી અપાય છે